



પ્રભુ! પ્રભુ!!!

ચોપડીમાં શું છે?

# ચંપાની કળી

દોહરો.

કીંમતમાં તો કંઇ નથી, છે અણમુલો લાભ;
ખરીદો બુકને હોંસથી, હોય હિતનો લાભ.

રચી છપાવી પ્રસિધ્ધ કરનાર.

**ભાઇલાલ દેશાઇભાઇ પટેલ** નીવાસી કરમસદ
હાલ મુકામ ગોપીપુરા લીમડીકુઇ સુરત.

સુરત ચઉટાના પુલપર આવેલા "શંકર" પ્રી. પ્રેસમાં
**નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે** છાપ્યું.

આવૃત્તિ ૧. પ્રત ૫૦૦૦
સને ૧૯૨૦. સંવત ૧૯૭૬

કીંમત દોઢ આનો.



# ફરજ એટલે શું

( રાગ ઉકળતા લોહી જેવો )

વિદ્વાનો વિદ્વાની તમારી આમ શું બતાવો 1
ગરીબ દેશી બન્ધુઓને આમ શું સતાવો. વિદ્વાનો૦
ભણી ગણીને ડાહ્યા થયા તેમાં તમો સતાવો. ૨
ગરીબ નીજ બન્ધુઓને દુઃખ ના આપાવો, વિદ્વાનો૦
પૂર્વજો તમારા નહોતા ભણ્યા ગણ્યા રૂપાળા. ૩
રૂપાળા થઇને લૂંટ ચલાવી કરવા બેઠા ગોટાળો, વિદ્વાનો૦
મહેનત મજુરીથી પુરૂં કરે તેના પૈસા તમે પડાવો. ૪
જુઓ ભણેલાનો ધર્મ પ્યારા આમ શું બતાવો, વિદ્વાનો૦
સ્વાર્થ આગળ ધર્મ નહિ એજ ચલાવ્યો પ્યારો. ૫
હિંદ માતા રૂદન કરે છે હાય શું રીબાવો, વિદ્વાનો૦
પૈસા માટે અંધ બનીને જુલમ તમો ગુજારો. ૬
કાકાના ભત્રીજા કરી પેટ ના બળાવો, વિદ્વાનો૦
ખેડુત લોકો કંઈ એવા દુઃખથી પીડાય છે. ૭
તેના તમો પૈસા લઇને મોજમઝા ઉડાવો, વિદ્વાનો૦
પૈસાની ખુવારી કરવા હોટલોમાં સીધાવો. ૮
મોટરોમાં બેસી તમો ડુમસ તરફ પધારો, વિદ્વાનો૦
બ્રાન્ડી અને વીસ્કીની બાટલીઓ આંખ મીંચી તોડાવો. ૯
મમરણુ વખતે એ સાથમાં લેજો જે જે તમો ઉડાવો. વિદ્વાનો૦
પ્રભુને ભજવા ભુલી ગયા છો અનીતીમાં ઝમ્પલાવો. ૧૦

ખીસ્સુ તમારૂં તર કરીને વળી પાછા પીડાવો, વિદ્વાનો॰
સાધુ સંત કોઇ માંગવા આવે ધમકી આપીને કાઢો. ૧૧
જુઓ સુધારો ફેલાયો ભાઇ હાય શું અકારો, વિદ્વાનો॰
જુઓ વિદ્યાનો સુધરેલા પ્યારા જુલમ ખરો ચલાવ્યો, ૧૨
ગરીબ બીચારા ભૂખે મરે તેવો બુરો ધર્મ અડાવ્યો, વિદ્વાનો॰
ક્યાંથી લાવ્યા છો ડીગ્રી તમારી હોય લખ્યું બતલાવો. ૧૩
પ્રભુની આગળ જવાબ દેવો પડશે ત્યારે ગભરાવો. વિદ્વાનો॰
લખ્યું ભાઇલાલે કરજોડી તમોને ક્ષમા કરો મુજ દોસ ૧૪
હિંદ માતાના ઉદય અર્થે લાખ્યો છે મેં આ કોપ. વિદ્વાનો॰

---

## હમારો પ્યારો દેશ ?

### ( રાગ કવાલી )

હતો મુજ દેશ તો પ્યારો હવે બહુ યાદ આવે છે. ૧
રહી નવ દુઃખની સીમા ખરે દીલ તો મુંઝાવે છે.
હતું જે દેશમાં બુલબુલ શુમાવ્યું તે અહીં આવી. ૨
કહું કથની સુણો પ્યારા વીતેલું દુઃખ જે ભારી,
હતી મમ પ્રેમથી પ્યારી અમારી પ્રેમદા નારી. ૩
ગયો છોડી કહું ચાલી અરે શું દીલમાં ધારી,
વોઢાનો વેહ તો કીધો કહું છોડી પ્રિયા મારી, ૪
હવે દુઃખમાં પડયો આવી ખરે ક્યાં છે પ્રિયા મારી.
રૂપૈયા દોઢસો મલતા વળી બીજા ઘણા પડતા. ૫
છતાં ભોજન વિના મરતા અમે દુઃખથી હવે ડરતા,
બજાવી નોકરી મારી વીસીનાં ભોજનાં જમતાં. ૬

ભરે પેટે નહિ જમતા અરેરે દુઃખમાં રડતો,
ભુખે વ્યસન તો વળગ્યું ગુમાવ્યું જે હતું પાસે. ૭
રહી નવ પાઈ પણ પાસે મરૂં છું હાય હવે ત્રાસે,
શરીરની તો કીધી ખ્વારી લજાવી જાતને મારી. ૮
પડ્યો પરદેશમાં આવા ખરે ક્યાં છે પ્રિયા મારી,
મરણ આ થાય છે મારૂં નથી અમ સાથમાં કોઇ. ૯
લખું એક પત્ર પ્યારીને પ્રિયા તું જાણજે રોઇ,
પ્રણામ આ પત્રનો કરજો ધ્યાન હૃદયથી ધરજો. ૧૦
હવે સ્વર્ગે મને મળજો વચન એ કોલનો પળજો,
હતી જે હોંસ મનની તો અધુરી તે મૂકી ચાલ્યા. ૧૧
લખેલા લેખ શું આવા વિધાતા તે હવે ભાખ્યા,
પ્રિયા તે પ્રેમથી મુજને વચનમાં તો લીધો બાંધી. ૧૨
જાઉં છું એકલો હું તો મુંઠી લઇ હાથની બાંધી.
લીધો તો જન્મ મેં જ્યારે માતાજીએ કર્યો મોટો, ૧૩
ભણાવ્યો પિતાએ ત્યારે કીધો મેં દેશને ખોટો,
અરે મુજ દુઃખની સીમા અધુરી તો મૂકું અહીંથી. ૧૪
જુઓને ભાગ બીજનમાં બતાવ્યું જે રહ્યું તહીંથી,
વદે ભાઇલાલ મુખથી શું કેવો પરદેશ છે પ્યારા. ૧૫
સ્થિતી અમ નીજની જોતાં આંસુથી ચાલતાં નારાં.



## ગઝલ.

અરે આવ્યો હતો જ્યાંથી હવે હું ત્યાં જવાનો છું ૧
તજી આ દેહ પીંજરને નીરાકારી થવાનો છું
ઘણું તોફાન તો કરતો હતો હું બાલુડો જ્યારે ૨
જુવાનીમાં દીવાનો તો હવે શું કરવાનો છું
રહ્યો માયા મહી રાજી જીત્યો હું જુઠની બાજી ૩
જરા જગનાથ ના જાણ્યા હવે ત્યાં હારવાનો છું
નથી હિસાબ મેં રાખ્યો હશે જે ચોપડે એના ૪
લખેલું તે વંચાવવાનું જરૂર હું માંગવાનો છું
કરી કાળાં અને ધોળાં ઉડાવી મોજ દુનિયામાં ૫
કર્યાં જે કર્મ તેનું હું કડુફળ ચાખવાનો છું
સગાના સ્નેહને તોડી પ્રિયાના પ્રેમને તોડી ૬
હવે કિરતારના દરબારમાં જરૂર હાજર થવાનો છું
પિતાથી વેર તો કીધું ભાઇને મુકયા વિસારી ૭
પ્રિયાથી પ્રેમ રાખ્યો તે હવે શું કરવાનો છું
જાઉં છું એકલો હું તો નહિ કો સાથમાં મારી ૮
પ્રભુની પાસમાં જઇને અરે શું બોલવાનો છું
ઘણી ખટપટ ચલાવીને ખજાનો જે કર્યો ભારી ૯
મુકી સઘળું કહું આંહી ખરેખર ત્યાં જવાનો છું
પ્રભુને કોલ દીધો તો કરીશ સતકર્મ સંસારે ૧૦
કહી દરબારમાં તેનો હિસાબજ આપવાનો છું
કમાયો ખુબ દોલતને વસાવ્યા મેલને માળા ૧૧

અરે હું એકલો સઘળું મૂકી અહીંથી જવાનો છું
કર્યું પરમાર્થ ના કંઇયે ભર્યાં ના ભક્તિનાં ભાથાં ૧૨
પ્રભુની પાસમાં જઇને હવે શું માંગવાનો છું
જગતમાં જન્મ લેતા હા હતી બાંધી મૂઠી મારી ૧૩
ઉઘાડી લઇને હાથે હવે હું તો જવાનો છું
કરો પરમાર્થ ઓ ભાઇ સાથે તે આવવાનું છે ૧૪
કરો શું આમ જાણીને જરૂર હું પુછવાનો છું
કહે ભાઇલાલ સુણો બન્ધુ કરો સતકર્મ સંસારે ૧૫
પછીથી ચાલ શું કરશો જરૂર હું લખવાનો છું

લેખક—**ભાઇલાલ.**

---

(રાગ કવાલી)

અરે બંન્ધુ સુણો પ્યારા ચલાવો સત્યના માળા
વળી અસત્યની બાજી કહો તમ જીતશો કયારે
કર્યાં ના કાર્યો કોઇ સારાં તમારા બંન્ધુઓ માટે;
મરે છે ત્રાસથી ભારી તમારા હીતને માટે
દીઠો શું લાભ ઓ પ્યારા ખરે જીંદગી નકામી છે
બીજાને દુઃખ આપીને અરે શું સુખ માન્યું છે
ખરો જે કીંમતી હીરો ખોટામાં શું લજાવો છો
સનાતન ધર્મના ડોળે બીજાને શું સતાવો છો
બતાવો આંખ કરડી શું ધતીંગ કેવું ચલાવો છો
ખરૂંને ખોટું સમજાવી ખરે જુલમ બતાવો છો

તમારી સાયબા તમને ભલેને છાજતી રૂડી
બીજાની ગરદનો કાપી બતાવો આમ શું રૂડી
ઘુમાવી હાથની બાજી તમોએ શી મઝા લીધી
પોઝીસનમાં પડ્યા આવી ખુવારી તો અરે કીધી
હજારો જાતને મોટી ચલાવી આમ શું નીતી
ભુલ્યા છો ધર્મ જે પ્યારા સુધારીને કરો પ્રીતી
લગાવી નેહ ખોટામાં પડ્યા છો પાપમાં ભારી
સરે નહિ તોય તમ કામો ખરે શું જીંદગી ભારી
બીજાની મીલકતો તમને હજમ કેવી અરે થાસે
જરૂર ધન ચોળે તો જાશે અરે મરશો કહું ત્રાસે
બજાવો સત્યના ડંકા જુઠામાં શું રહ્યા વળગી
જુઠા છે ઝેરના પ્યાલા પીવામાં શું રહ્યા વળગી
પ્રભુ આમ ગજ તો કરશો અમો બાળક તમારાં જે
અનિતી ભુતથી કાઢી છડાવા દુઃખ છે આજે
અરે આમ દેશના અમને જુઠામાં છે લીધા જોડી
હવે તથા બચાવોને કહું હું હાથ બે જોડી
લખે બાપાલાલ અંતરથી જુઓને આ લખ્યું ગારૂં
સમજશો જોઇને પ્યારા જુઠાને માનીને ખારૂં

---

ઉકળતા લોહી જેવો

1 અરે ઓ પુત્રો હિંદના પ્યારા તમે પકડ્યા રસ્તા ન્યારા
દેશ સેવક સવને પ્યારા જરા લાગશે તમને ખારા અરે

૨ મુળથી ખીલેલી તે કરમાણી.....હાય હવે શું થાશે
દુઃખના વાદળ ઘેરાણાં માથે.....ક્યારે દૂર થાશે અરે
૩ સપડાએલાં જે હિંદ માતા વિલાપ કરે છે અપાર
અરે નીજ બંધુઓ પુત્રો તેના મદદ કરો આવાર અરે
૪ ભુમંડળમાં રહો સૌ ભાઇ કરો ના કુસુંમ્પ દુઃખદાઇ
સત્ય સંમ્પનો સ્થંમ્ભ બનાવી રહો સર્વે સુખદાઈ અરે
૫ હતી લક્ષ્મી જે ભારતમાં કર્યાં સોદા પરદેશ
ફેશન બાઇના ફંદે પડતાં મર્યાં બન્ધુ અમ દેશ અરે
૬ જુવાનીમાં દિવાના બનતા પછી પસ્તાઈ મરશો
જીવ્યા જેટલું જાય વૃથા તો હાય તુરત ડરશો અરે
૭ ભોળા પણ શું આમ બતાવો જુઓને સૌઓ ભાઇ
હિંદ બન્ધુ સૌ ભુખે મરવાનો વર્સ્યો જમાનો આંય અરે
૮ અમન ચેમનમાં શું રે પડ્યા છો ધ્યાન આપોને ધારી
ભારત પુત્રોનું ભલું થાય એમ ભજો સુખે ત્રીપુરારી અરે
૯ પ્રભુ રહી અમ પક્ષમાં પોતે મદદ કરજો જાણી
પુત્રો પ્યારા દુઃખી દારા મરે જમાનો આણી અરે
૧૦ કોણ માત કોણ તાત જમાના ખરે લડાવી માર્યાં
પ્રિયાની સાથે પ્યારમાં નાંખી આખરે ઉલ્લુ બનાવ્યા અરે
૧૧ કરણી જોઇને લખ્યું ભારતની ક્યારે દશા સુધરશે
અરે વિરલા ઉઠોને સાથમાં દહાડો ત્યારે કંઇ વરશે અરે
૧૨ સુધર્યા એમ શું જાણો બંન્ધુઓ અરે બગડવા આવ્યા
માગ્યા મેહ વરસતા હિંદમાં ત્યાં દુકાળ પડવા લાગ્યા અરે

૧૩ લખાણુ વાંચી કહુ બંન્ધુઓ ક્રોધ કરોના કાંઇ
નમી ભાઇલાલ આજ કહે છે હવે સુધારો ભાઇ અરે
લેખકઃ-**ભાઇલાલ.**

---

(રાગ ગઝલ)

**સટાબાજી ભગાભાઇ.**

જુઓ ભગાભાઈ ભસવા બેઠા માત પિતાને શું કહે છે ૧
પરદેશમાં જાવું છે કમાવા શા માટે રોકે તું છે
હઠ છોડોને માતા મારી પિતાજીને કરૂં પ્રણામ ૨
પગ પકડીને નાખું કુવામાં ધાર્યું કરૂં હું મારૂં કામ
છે મીલકત પીતાની જે કરૂં સઘળી હું મારે હાથ ૩
સટાનો સોદો કરવાને જાવું નહિ હું ખાલી હાથ
બાબર ભાઇએ સટામાંથી બાર હજાર લીધાં મારી ૪
મથુરભાઇએ સટામાંથી સીતેર હજાર લીધા તારી
સોમા ભાઇએ સેંકડો લીધા સટે ચઢીને લેર કરે ૫
ચતુર ભાઇ તો ચાર રૂપીયામાં ઘેર બેઠાં ગુલતાન કરે
શું સટો શું સટો આજે સટો ઘણો મુંબઇમાં થાય ૬
કોલાબાનો બજાર જોવાને દીલ મારૂં કહુ છે લલચાય
પાંચ લાખની મીલકત મારી સટાથી નહિ ડરવાનો ૭
ઘરની પ્રિયાથી રજા લઇને આજ સટે હું ચઢવાનો
માતા મનથી તો સમજી શું પુત્ર ચઢયો છે ચકડોળે ૮
સમજાયો સમજે નહિ મારો હાય કરી હું તારે ખોળે
ભગા ભાઈ ઘરમાં આવીને પ્રિયાને કહેવા લાગ્યા ૯

સટો કરવા જાવું છે મારે આપ રજા લેવા આવ્યા
માત પીતાને મારી નાંખ્યા આવ્યો છું પાસે તારી ૧૦
મોજ કરીશું હવે આપણે સટામાં ગુલતાન કરી
થર થર કંપી કહે પ્રેમદા જુલમ કર્યો શો તમે પતિ ૧૧
ઉંધી મતી સમજાવી કોણે આવી પડયા છો દુ:ખમાં અતિ
નાથ ન જાવા દઉં હું તમને છે મીલકત જે ભારે દામ ૧૨
નવ ખુટે ખાધેથી પ્યારા હોય નહિ જો રળવા હામ
ઘેર બેઠાં ગુલતાન કરીશું સટે હું નહિ ચઢવા દઉં ૧૩
સટાનું મોં કાળું સમજી અરે કેમ હું ચઢવા દઉં
ભાઇલાએ ભાખ્યું આગળથી સટે ચઢી મરવાના છે ૧૪
ભીખ માગતાં પુરૂં ન થાએ બીજા ભાગમાં અડવાના છે

---

## ગઝલ

૧ અરેરે હિંદના પુત્રો તમોને શી લગન લાગી
બન્યા અક્કલ તણા ક્યારા છતાં બુદ્ધિ ગઇ નાસી અ૦
૨ થયા મસગુલ ચોમાં રે લગાવી મુખમાં લાલી
ધર્યું'ના ધ્યાન પ્રભુનું તમારી આ દશા આવી અ૦
૩ છતી આંખે બન્યા અંધા જરાતો ધ્યાન આપોને
તમારી દેશ હાલત જોઈ તમો તેને વિચારોને અ૦
૪ બુરી નીજ દેશ હાલત આ વધારામાં સુધારી જે
કરો છો આમ શું જાણી સુધારામાં વધારીને અ૦
૫ જુઓને શોખનાં છિદ્રો તમોને આજ બતલાવું
કરે છે બેર જે શાણા હવે તેને હું દર્શાવું અ૦

૬ ખરીદો વસ્ત્રો બહુ બારીક તમારા દીલ પસંદ આણી
પૂછોના દામ જરા ધારી ખરી હાલત તમે આણી અ૦
૭ વળી પ્રિયા તમારીને ચઢાવો છો બહુ ભાળી
રહો છો શોકમાં રાજી કરો અહંકાર શું ભાઈ અ૦
૮ લગાવો ધ્યાન નાટકમાં પ્રિયાને સાથમાં રાખી
કરાવો ટીકીટો રીઝવર્ડ તમારા દીલની ધારી અ૦
૯ પડે જ્યાં ડ્રોપ તાળીના પ્રિયાની સાથમાં હસતાં
ગમ્મતમાં ત્યાં ઘણા પડતા પછી પસ્તાઈને રડતા અ૦
૧૦ કરો ઉજાગરા ભારી જરા પાછા નહિ પડતા
ચલાવ્યો શોખ દુનિયામાં અરે શું રંગમાં મરતાં અ૦
૧૧ લગાડી મોહની જે છે અરે ઓ પ્યારા બંધુઓ
હઠાવોને હવે તેને અરે ઓ દેશી બધુઓ અ૦
૧૨ કરો ઉડફ઼ાંગ આવું ના કહું પ્યારા હવે મારી
સુણાવું વાત જે સારી આપો સૌ ધ્યાન ત્યાં ભારી અ૦
૧૩ જોઈને સ્થિતિ ભારતની તમે રંગો નવા રમતા
હવે તેને સુધારોને તમારા દેશમાં વસતાં અ૦
૧૪ લખેલું માનજો પ્યારૂં તમારા દીલથી ધારી
કરો ના આમતો જાણી તમારા દેશને મારી અ૦
૧૫ લખ્યું જે ભાંગ્યું તૂટ્યું મેં તમો સુધારીને લેશો
ધુનો જાણી સેવકને તો કહું પ્યારા ક્ષમા કરશો. અ૦

લેખક:–**ભાઇલાલ**



## રાગ ગઝલ.

કશું ના થઇ શકે તમથી તમારા દેશને માટે ૧
જરા તો લાજ રાખોને તમારા દેશને માટે
પડે છે દુઃખ માતાને થયા શું આમ તો એદી ૨
તમારી આંખ ખોલોને તમારા દેશને માટે
પડયા જે કારમા ઘા તે મુંગે મોઢે સહન કરતા ૩
બહુ ઉંઘ્યા હવે જાગો તમારા દેશને માટે
ભલે હો પારસી હિંદુ અગર હોજો મુસલમાનો ૪
ધરો સમ ભાવનાં રહચે તમારા દેશને માટે
પડયા શું સુખમાં ભારી પડે છે દુઃખ માતાને ૫
થાઓ હુશિયાર તમો ભાઇ તમારા દેશને માટે
રહો શું જોઇને પ્યારા દુઃખી હાલત તમારી છે ૬
તપાસોને હવે તેને તમારા દેશને માટે
હતી નીજ દેશની ચઢતી વખત પડતી તણો આવ્યો ૭
જગાડોને હવે તેને તમારા દેશને માટે
હજુ વખત છે બાકી સુનેલાને જગાડોને ૮
કરો પોકાર ઓ ભાઈ તમારા દેશને માટે
લખેલું ખુબ વાંચીને તમારા દીલમાં આણો ૯
જરૂર આંસુ ઘણાં પડશે તમારા દેશને માટે
ભૂલો નહિ દેશ સેવા તો કરશો ધાર્યું તમારૂં જે ૧૦
કરશે સાહ્ય સદા ઇશ્વર તમારા દેશને માટે
ધરજો ધ્યાન માતાનું તજી અહંકાર મગરૂરી ૧૧

તમારા દીલથી ધારી તમારા દેશને માટે
સમરવા તન મન ધનથી પ્રભુ સાહ્ય સદા કરશે ૧૨
રહ્યા શું જોઇને વિકાસી તમારા દેશને માટે
જપી લ્યો પાઠ ઇશ્વિરના ધૂણાવી તે જરૂર દેશે ૧૩
ખરૂં ને ખોટું પ્રમાણી જરૂર ઇનિસાફ તે કરશે
ખરો અકકલ તણો હીરો અગાડી તે જરૂર પડશે ૧૪
જુદાને ઠોકરે મારી જરૂર શીક્ષા તેને કરશે
લખ્યું છે બુદ્ધિના બળથી અમારા બંધુઓ માટે ૧૫
હવે તેને જગાડોને તમારા દેશને માટે
કહે ભાઇલાલ નમીને તો ચલાવો સત્યનો ઝુંડો ૧૬
આખરે તે જરૂર તરશે તમારા દેશને માટે

લેખક—**ભાઇલાલ**

---

**અત્તરના ઇશ્કીયોને ઇલકાબ રાગ.** હરી ગીત.

મેટ્રીક બન્યા બી. એ બન્યા એમે બનીને શું કર્યું ૧
ડોકટર બન્યા પ્લીડર બન્યા ઈજનેર બનીને શું કર્યું
જાઓ ત્યારે સાથમાં અત્તારની શીશીઓ લઇ જજો ૨
પોમેટમની ડબીઓ પોકેટમાં ઘાલીને જજો
કોલ્ડક્રીમ ઓફ રોઝ બરી પરફ્યુમરીમાં માલજો ૩
ચેરો સામે ટેબલો ઉપર ઝુંમરો લટકાવજો
સ્વર્ગમાં સાથે લેજો બ્રાન્ડી અને વીસ્કી વળી ૪
પ્યાલી તમારી પ્રેમની ચુકશો નહિ ભુલી જઈ
કોટ પાટલુન અને હેટતમારી કલીન હંમેશાં રાખજો ૫

સ્પેકટીકલ આંખે ચઢાવી રોફમાંહી સીધાવજો
શું કરો ઓ બન્ધુઓ મતી તમારી, કયાં ગઈ ૬
હાથે કરી ખુવાર થાઓ વળી સુધારે ચઢી
ભૂખે મરો છો ભાવથી વિલાયતી ચીજો વાપરો ૭
એકના ચાર આપીને કહુ મળ ફેશનનાં આદરો
શું સુધારો વ્યાપી ગયો સત્ય માનજો હચડે ધરી ૮
આ લખાણ મારૂં વાંચીને નિરાશ થાશો નહિ વળી
ઉપજ તમારી કયાં ગઇ ખોરાકની ગુમો પડી ૯
મુમતમાં આવી હોંસથી શુ ચાખશો ફળ તો વળી
દુઃખમાં પડો છો બંધુઓ તજો તમારા ટેકને ૧૦
ડીગ્રી તણા ફુંપદમાં આવી કલેશ કરશો નહિ એકને
સત્ય કહું સુખીઆ થશો સંપથી હંમેશાં ચાલજો ૧૧
વિનંતી મારી ઉરથી ધારી અપટુડેટ હડાવજો
ડીગ્રી તણા છોગા મહીં જ્યાં ધર્મને વિસરાય છે. ૧૨
હર હર સુધારે હિંદમાંથી શું ગયું શું જાય છે.
વિનંતી કરી ભાઇલાલ કહે ફેશન મહીં શું ચાખીયું ૧૩
ભતલવોને ઓ બંધુઓ ફળ શું સુધારે આપીઉં

લેખક–**ભાઇલાલ**



# ચોખ્ખું ધૂપેલ.

કે જે ગ્યાસતેલ માર્કીત વ્હાઇટ ઓઇલ, સીંગ, કોકમ, ખરસાણી કે બાલેલા, વગેરે બનાવટી તેલોના ભેલસેલ વગરનું છે. અનેક પ્રકારનાં સુગંધીદાર વસાણાઓથી બનાવેલું શુદ્ધ તલ્લીના તેલનું ચોખ્ખું ધુપેલ હમારે ત્યાંથી મળશે.

---

# સ્વદેશી સુગંધ સાહીત્ય ક્યાંથી ખરીદશો.

સુગંધીદાર વસાણાઓથી બનેલા દરેક જાતના તેલો, પવિત્ર અત્તરો, અગરબત્તી, કેસર, કસ્તુરી, અંબર. ધુપેલનાવાનાં, ગુલાબજળ, સોનાં ચાંદીના વરખ, પંચધુપ, ખાસ જૈનમંદિરો માટે દસાંગ ધુપ, વાસકેપ, સાચી રૂદ્રાક્ષની માળાઓ વગેરે વગેરે. ભરોસા પાત્ર એકજ સ્થલ.

**સરૈયા બ્રધર્સ જૈની.**

સુરત બરાનપુરી ભાગોલમાં એકલા વેચનાર.